નવિન ! ॥ શ્રીગણેશાય નમઃ ॥ નવિન !

॥ શ્રી ॥

# નવિન
# અંબીકા વિજય.

તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,

શ્રી દેવીભક્ત
## દવે ગંગાશંકર અંબારામ.
મુ. દેવીપુરા–તા. મગુના.

સંવત્ ૧૯૭૫—સને ૧૯૧૮.

આવૃત્તિ ૧ લી—પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

શ્રી જૈનવિદ્યાવિજય પ્રેસમાં

શા. ચુનીલાલ અમથાભાઇએ છાપ્યું.

કિંમત રૂ. ૦-૨-૦

કિમતના પૈસા પરમાર્થમાં વપરાશે.

# વિનંતી.

દેવીપુરા મુકામે શ્રી અંબાજી જીર્ણોદ્ધાર ફંડમાં જે કાંઈ રકમ આપવામાં આવશે; તે જીર્ણોદ્ધાર ખાતે જમાં કરી પહોંચ આપવામાં આવશે. માટે મહેરબાની કરી શ્રી દેવીભક્તોએ પોતામાંથી બનતો પ્રયત્ન કરવો જોઇએ એવી આશા રાખવામાં આવે છે. તા. ૮ માહે ઓગષ્ટ ૧૯૧૮.

લી. દેવીભક્ત,

ગંગાશંકર અંબારામ દવે.

મુ. દેવીપુરા-પોસ્ટ બલોલ.

---

## જાહેર ખબર.

સર્વે સખી સદ્‌ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે, અમારા તરફથી **ગુરૂવચન ગ્રંથાવલી** નામનું પુસ્તક થોડા દિવસમાં બહાર પડવાનું છે. અને જેમાં સનાતન ધર્મ; સત્સંગ; ગુરૂમહિમા; સંતોનાં કર્તવ્ય; સંતોનાં લક્ષણ; ગુરૂદત્તાત્રી મહિમા; આત્મા વિષે; આશા કેવી છે ?; ખરૂ સુખ શેમાં છે; હકીકત દર્શાવી છે. માટે નિચેના સીરનામે લખી જલદી ગ્રાહક તરીકે નામ નોંધાવો. કિંમત રૂ.૦-૪-૦.

સીરનામું.

સ્વામીજી માહાદેવપુરીજી રામપુરીજી

મુ. ખારા. પોસ્ટ બલોલ. તા. મહેસાણા [ઉત્તર-ગુજરાત.]

श्री.

# નવિન અંબીકાવિજય.



પદ ૧.

આજની ઘડી રળીઆમણી, અંબે માત પ્રગટયાની વધામણી હોજીરે.

રૂડો રૂપેરી ઈંદુ ઉગ્યો આજ છે,

ધર્મ સ્થાપવા પ્રગટય જગમાત છે હોજીરે. આજ. ૧

શુભ વાર તીથિ ને નક્ષત્ર ઘડીરે,

અંબે માત પ્રગટયાં દયા કરી હો જીરે. આજ. ૨

આવો આજ આપણે મળો ઉમંગથીરે,

ગાવો ગુણ અંબેમાના આનંદથી હો જીરે. આજ. ૩

અમે અંબે કહી નાચવાને લાગીએરે,

અંબેમાત જેવી ભક્તિ ભાવે માગીએ હો જીરે. આજ. ૪
દાસ ગંગારામ હેત કરી ગાય છે રે,
રોમરોમમાં ઉમંગ ઉભરાય છે હો જીરે. આજ. ૫

### પદ ૨. ચાલો ડાકોરમાં—એ રાગ.

અંબે સદાય મંગળકારી, એનો મને ભરોંસો ભારીરે. અંબે. ૧
જેનું નામ લીધે સૌ દુખ જાયે, થાય સદા સુખકારીરે. અંબે. ૨
જન્મ ધરી ચંડીકાને પુંજે, ઋષી મુની ને બ્રહ્મચારીરે. અંબે. ૩
લાલ વર્ણ હિંગળોક સ્વરૂપે, એરે છે છબી મુને પ્યારીરે. અંબે ૪
દાસ ગંગારામ કહે દેવી પ્રતાપે, ચરણકમળ બલીહારીરે. અંબે. ૫

### પદ ૩—રાગ ધનાશ્રી.

અચળ રાખો વિશ્વાસ, અંબેપરે અચળ રાખો વિશ્વાસ;
થાશો ન કદાપી નિરાશ, અંબેપરે અચળ રાખો વિશ્વાસ.
અંબેના થઇને નિરખો અંબેને, આપો ન કોઇને ત્રાસ. અંબે. ૧
વાવેલુ લણશે પોતપોતાનું, શા માટે રહો છો ઉદાશ. અંબે. ૨
માત તાત સ્ત્રી સગાં સહોદર, જશે ન કોઇની સંગાથ. અંબે. ૩
હસ્તી ઘોડાને માલ ખજાના, દામ ન આવે કાંઈ સાથ. અંબે. ૪
ગાડી વાડી તારે કામ ન આવે, અંબાના પ્રેમમાં મીઠાસ. અંબે. ૫
શત્રુ છો પોતે મીત્રો છો પોતે, જીભે કડવાસ મિઠાસ. અંબે. ૬
સેવા કરોને સાચા મનથી, અંતર રાખી ઉજાશ. અંબે. ૭
દાસ ગંગારામ સતમારગ ચાલો, જો ઇચ્છા પુરે અંબે માત. અંબે ૮

### પદ ૪. મુખડાની માયા—એ રાગ.

સુખમાં અંબેને ભજોરે, ચેતોને પ્રાણી;
પડો ના માયાના ફંદેરે, આ જોઈ જાણી. ટેક.
માયા તમને મોહી લેશે, ધુતારી ધુતીને જાશે;
પછીથી પસ્તાવો થાશેરે. ચેતો. ૧

માયા સારૂ મરે મથી, કોઇની એ થઈ નથી;
જો વિચારી હૈયામાંથીરે. ચેતો. ૨
મીથ્યા સુખમાં જાયે દોડી, બ્રહ્મ તજી માયા જોડી;
ખોયો હીરો ના રહી કોડીરે. ચેતો. ૩
અમુલ્ય વસ્તુ તમને જડી, તમે ન્ નવ કિંમત કરી;
ગઇ તે આવે ન ફરીરે. ચેતો. ૪
અંબે નામે ચાલે હુંડી, કરી લે તું તારી મુડી;
શીખામણ દેઉં રૂડીરે. ચેતો. ૪
દાસ ગંગારામ જોયું જાગી, બ્રહ્મણા માયાની ભાગી;
અંબે ચરણે પ્રીત લાગીરે. ચેતો. ૬

**પદ ૫–તમો નિરધનના છો નાથુ રામ—એ રાહ.**

મુને ઘડી નથી વિસરતાં માત, અંબે સંકટ હર્તા.
માતાજી તારા ત્રીસુળ વડે નાવ તારી,
બેડાને પાર ઉતારી માત. અંબે. ૧
માતાજી દૈત્ય મધુ કૈટભ યુદ્ધ કીધો,
લટકાળી મારી દીધો માત. અંબે. ૨
માતાજી તારા ચંડ મુંડ બહુ અહંકારી,
અંબેયે નાંખ્યો મારી માત. અંબે. ૩
માતાજી તારા વલ્લભની વિનંતી લીધી,
હવેલી કંચનની કીધી માત. અંબે. ૪
માતાજી તારા વલ્લભની પુજા સ્વીકારી,
તેની કીર્તી બહુ વિસ્તારી માત. અંબે. ૫
માતાજી તારા પુજન દ્રોપતીએ બહુ કીધાં,
તેનાં ચીર અનોપમ પૂર્યાં માત. અંબે. ૬
માતાજી તારા મુકામે દેવી હવે જાગો,
દાસ ગંગારામને સુખ આપો માત. અંબે. ૭

### પદ ૬—રાગ દેશ.

મારી લાજ તમારે હાથ ઓ માત નિભાવજોરે,
અંબે માજી દયા અદભુત દરશાવજોરે, મારી. ૧
સંકટથી સોસાઉ ભારી, લેજો અંબા તમો ઉગારી:
હાલ ગયો છું હારી માત બચાવજોરે. મારી. ૨
કર્મ કઠણુ માઠા ગ્રહ બેઠા, હાથ પડ્યા છે હવણાં હેઠા;
અંબે મા ક્યાં બેઠાં મુને બતાવજોરે. મારી. ૩
અંબે માને હેતે સંભારૂ, અંબે પદ લાગે છે પ્યારૂ;
ગંગારામની વિનંતી રૂદે ધરાવજોરે. મારી. ૪

### પદ ૭—રાગ ઓધવજીનો સંદેસો

કેવળ છું તમ આધારે શ્રી અંબીકા,
નથી અવર કોઈ અવનીમાં આધારજો,
હું એકલને બેલી તું માત છે,
જોઇએ તો તું તાર ઉગાર કે મારજો. કેવળ. ૧
જેમ તું રાખીશ તેમ હું તૈયાર છું,
જોઇએ તેમ ચલાવો મુજ નાવજો:
માજી બોલેલુ મીથ્યા કદી નહી કરૂં,
સાચુ કહું છું સોગન ખાઇને આજજો. કેવળ. ૨
શર્ણાગતને માતાજી ના મુકશો,
મુકશો તો માતાજી જાશે લાજ જો:
મારે તો અંબે મા કાંઇ પીણ નથી,
દાસ ગંગારામ કહે છે જોડી હાથ જો. કેવળ. ૩

### પદ ૮—મન તું સીદ સોચના.

મનખા જનમ શીદ ખુવે, આવોરે રૂડો મનખા જનમ શીદ ખુવે:
સંસારી જન કહે અમે છીએ સુખીયાં, ધન પુત્રને જુવે. આવો. ૧
હેતે હુલાવે ને પ્રિતે પરણાવે, મુવાને ધ્રુશકે રૂવે. આવો. ૨

અંબેને વિસારે જીતી બાજી હારે, ફુટેલી દોણીમાં દુધ દુવે. આવો. ૩
કહે ગંગારામ એવા ઉંધા અજ્ઞાની, દેખી પાખીને પડે કુવે. આવો. ૪

### પદ ૯—રાગ ધનાશ્રી.

ભજરે વારંવાર અંબેને ભજરે વારંવાર,
શું ગાફલ રહ્યો ગુંમાર અંબેને. ટેક.
પસુ પંખી થઇ અવતરીયાને, ખાવા ન મળતી ચાર;
તે દહાડા કયાં ભુલી ગયા ભાઇ, વનમાં થયાતા ઝાડ. અંબેને. ૧
મનુષાદેહી દેવતાને દુર્લભ, તમને આપી કીરતાર,
આ અવસરમાં અંબે ના ભજો તો, ધીક પડયો અવતાર. અંબેને. ૨
ગર્ભવાસમાં દુખ પામ્યાતા, તેનો કરોને વિચાર;
શ્વાસોશ્વાસે અંબે ભજીશું, એવો કર્યો તો કરાર. અંબેને. ૩
યમરાજાએ કરી જમાની, તમને કઢાવ્યા બહાર;
કહેતા હતા પણ કાંઈ ના માન્યું, ખાસો જમનો માર. અંબેને. ૪
માત પિતા સુત બેની બંધવ, સાથે નહી આવે નાર;
જુઠી માયા ને જુઠી કાયા, જુઠો જગત સંસાર. અંબેને. ૫
દાસ ગંગારામ કહે ગુરૂ પ્રતાપે, અંબે ચરણ ચીત ધાર;
અંબે નામનુ સ્મરણ કરી લ્યો, સહુ શાસ્ત્રનો સાર. અંબેને. ૬

### દોહરો.

શ્રવણ કરે સુખ ઉપજે, મનન કરે મળ જાય;
ત્રીવીધ તાપ સર્વે ટળે, જપતાં અંબે માય.

### પદ ૧૦—રાગ રઘુપતી રામ.

અંબેમાનુ નામ લેને તું પ્રાણીરે, અંબેમા પ્રગટયાં જુગ જાણીરે,
ગર્ભવાસે રક્ષા કીધી તારીરે, લીધો જઠરાગ્નિથી ઉગારીરે;
તેને કેમ મેલ્યાં છે વિસારી, અંબે માનુ. ૧
તને દેહ દીધો અંબે માતેરે, ધન હોય તે વાપર હાથેરે;
પડયું રહેશે નાવે કોડી સાથે, અંબે માનુ. ૨

વણ સમજે કહે મારૂ મારૂંરે, ધન કાજ ફરે તન તારૂંરે;
તારે હાથે નથી ધન તારૂ, અંબેમાનુ. ૩
મિથ્યા સુખમાં શું લપટાણોરે, લોકલાજે લીધો ગળે પાણોરે;ર
જાશે મિથ્યા અવસર તણાણો, અંબેમાનું. ૪
કાયા માયા એ રીતે કાચીરે, તેના રંગે રહ્યો શું રાચીરે;
ગંગારામ કહે વાત સાચી, અંબેમાનું. ૫

## પદ ૧૧—કૃષ્ણજીવન ક્યારે આવશો.

ગામ દેવીપુરા મધે, જુના ગોડમાં વાસ;
તળાવ છે ત્યાં શોભતુ, રૂડો શોભે આવાસ. ગામ. ૧
ગામમાં સૌજન શોભીતા, રૂડો ગામનો સંપ;
ઉદ્યમના નહી આળસુ, એવા હોંસીલા જંન. ગામ. ૨
પુન્યમાં તે બહુ દુકડા, એવા કરતા વિચાર;
ખરા ખોટાને ઓળખે, ધન્ય એ વસનાર. ગામ. ૩
અંબાના કામમાં હોંસીલા, ક્યારે થાય મુકામ;
એવા પુરૂષ તો કોઈ નહી, જાતે ઉઠાવે કામ. ગામ. ૪
ઘણા વિચારો ગોડવ્યા, કરવા માજીનું ધામ;
વિનંતી કરે દાસ તાહરો, ગંગારામ છે નામ. ગામ. ૫

## પદ ૧૨—રાગ હો લેરી અંબાયરે.

આરાસુરીમાં મુકામ છે, હો લ્હેરી અંબાયરે;
તમો વિચાર્યું મનમાંહ્યરે, હો લ્હેરી, અંબાયરે. ૧
ગામ દેવીના પરા મધે, ,, ,, ,, ૨
તમો પ્રગટયાં છો હો ત્યાંયરે; ,, ,, ,, ૩
સતચંડીથી હવન થાયરે, ,, ,, ,, ૪
કરે ગામ ઉજાણી ત્યાંયરે. ,, ,, ,, ૫
વાજીંત્ર તો બહુ વાગતા, ,, ,, ,, ૬
બહુ વાગે ડમરૂ ડાકરે; ,, ,, ,, ૭

તે દિને ત્યાંથી રથ નિકળે, હો લેરી અંબાયરે. ૮
બહુ આનંદ ઓચ્છવ થાયરે. ,, ,, ,, ૯
જુના ગોડ માંહે મુકામ છે, ,, ,, ,, ૧૦
આસો સુદી દસમ કહેવાયરે; ,, ,, ,, ૧૧
કોઈ સેવક ત્યાં નહી જાગીઓ, ,, ,, ,, ૧૨
મેં વિચાર્યું છે મનમાંહ્યરે. ,, ,, ,, ૧૩
માત પુરો અમારી આશરે, ,, ,, ,, ૧૪
દાસ ગંગારામ લાગે પાયરે. ,, ,, ,, ૧૫

### પદ ૧૩. રાગ–કૃષ્ણજીવન ક્યારે આવશે.

યમપુરીમાં ચો દિસ ફરે, નાખી જમોએ પાસ;
દુષ્ટએ કત્યો ઘણાં કર્યાં, નાવી મુર્ખને લાજ, યમ. ૧
જુઠી સાક્ષીઓ પુરતો, ડરે દીલમાં નહી લેશ;
એકદિન એવો આવશે, જઈશ ઉઘાડે કેશ. યમ. ૨
પૈસો આવ્યો હાથમાં, વ્યાજ લેવા અપાર;
લુટી લુંટી કર્યું એકઠું, ભરી દીધો ભંડાર. યમ. ૩
ગરીબનાં ગળાં રેંસીને, ઓકાવી લાવ્યો માલ;
જુવાની જોર બહુ વાપર્યું, રૂડો જમાવ્યો તાલ. યમ. ૪
વિશ્વાસઘાત ઘણી કરે, ધન કરવાને કાજ;
માણસ મારે તું જીવતાં, મુંઢ આવે નહી લાજ. યમ. ૫
ક્રોડપતી કહેવાઈ ગયો, તોએ ધનની આશ;
પુન્ય દાન કાંઈ કર્યું નહી, કહે ગંગારામ દાસ. યમ. ૬

## અંબામાનો થાળ.

આરોગો અંબે માત, જુગતે જમાડુ;
અંબે મા સરજનહાર, તળેલો લાડુ. ૧
પકવાનો પાંચે જાત, કીધાં મનગમતાં;
છ પ્રકારનાં છે શાક, તીખાં તમતમતાં. ૨

કરી તુવેર આ દાળ, આંબા રસ જેવી;
બની રૂડી મસાલેદાર, કઢી કરી કેવી. ૩
કેસરીઓ કીધો ભાત, બન્યો ફુલ જેવો;
ઉંચી વાંસીની જાત, સ્વાદમાં કેવો. ૪
કરજોડી કહું છું માત, રૂડા આ મેવા;
આરોગો અંબે માત, થાળ આ કેવા. ૫
કરો કરોરે જળનુ પાન, રહી જળ ઝારી;
કર જોડી ગંગારામ, સુણો નર નારી. ૬

## આરતી.

જય અંબે માતા મા જય અંબે માતા,
ભગવતી તું ભવ ભર્તા, તું સુખની દાતા. જય. ૧
બેડાનુ મા નાવ બુડતાં તે તાર્યું મા,
સમુદ્રના મા આરે, ત્રીશુળ વડે તાર્યું. જય. ૨
મધુ ને કૈટભ માત તમથી યુદ્ધ કીધો મા,
ક્ષણુમાત્રમાં માત પરાજય કરી દીધો. જય. ૩
કરૂણા કર ઉપકારી, ધરમ બીરૂદ ધારી; મા
તેં ભવ પાર ઉતાર્યા, અગણીત નર નારી. જય. ૪
તુજ મહીમા મોટો અતી, શુભ તારી શકિત; મા
સુરનર મુનીવર ગાવે, ભલી તારી ભક્તિ. જય. ૫
દેવીપરાની માંય, જુના ગોડ પાસે; મા
પડછો આપીને ત્યાં, પ્રગટ થયાં જાતે. જય. ૬
અંબે માની આરતી, ભાવ ધરી ગાશે; મા
દાસ ચરણુ રજ સેવી, ગંગારામ ગાશે. જય. ૭

## અંબીકા કાવ્ય સમાપ્ત.

—:(૦):—

૭૯૧૧



નિચેનાં કાવ્યો ચાલુ જમાનાને અનુસરતાં બોધક રસવાળાં, તૈયાર કર્તા **ચોધરી. બહેચર સવજી.** એમણે અમારી માગણી મુજબ તૈયાર કરી આપ્યાં છે, તે બદલ તેમનો આ સ્થળે અત્યંત આભાર માનવામાં આવે છે.

## ‘ વટાળ્યા હોટલે હિંદુ. ’

### ગજલ.-૧

અરે ચેતો તમે આર્યો, વટાળ્યા હોટલે હિંદુ;
સુધારાનાં ગયાં કાર્યો, વટાળ્યા હોટલે હિંદુ. ૧

ઉદાસી દીલથી ફરતા, સ્વદેશી કાર્ય નવ કરતાં;
સદાએ ચાહને વરતા, વટાળ્યા હોટલે હિંદુ. ૨

નહી ત્યાં નાત કે જાત, નિરંતર ચા તણી બાત;
બની જાણે નવી નાત, વટાળ્યા હોટલે હિંદુ. ૩

સગો ચા દેવનો બીસ્કુટ, સદાએ સંગ છે અખુટ;
પડી તે પર લુંટાલુંટ, વટાળ્યા હોટલે હિંદુ. ૪

ચહા બ્રાહ્મણ અને કોળી, કરે મુખવાસ થઈ ટોળી;
પછી એ જાતને બોળી, વટાળ્યા હોટલે હિંદુ. ૫

ઉભા ત્યાં નોકરો રહે છે, પધારો સાહેબો કહે છે;
પછી પૈસા હરી લે છે, વટાળ્યા હોટલે હિંદુ. ૬

હડાવ્યું હોટલે નાણું, ઉંચુ અપાય ત્યાં ખાણું;
સહુનું એક છે ભાણું, વટાળ્યા હોટલે હિંદુ. ૭

અરે ચેતો અરે ચેતો, પ્રિય આર્યો તમે ચેતો;
સ્વદેશી આ વચન કહેતો, “ વટાળ્યા હોટલે હિંદુ. ”

## “ બગાડયો દેશ બીડીએ. ”

### ગજલ. ૨

સ્વદેશીઓ તમે સુણો, બગાડયો દેશ બીડીએ;
ગયા વિદ્વાનના ગુણો, બગાડયો દેશ બીડીએ. ૧

બીડી દેખાવમાં છોટી, તથાપી દુર્ગુણે મોટી;
કરે અવગુણ એ કોટી, બગાડયો દેશ બીડીએ. ૨
પડે ચાંદી ફ્લેજામાં, હકીમોનાં ચડે નામાં;
સ્વદેશી સુખ નહી આમાં, બગાડયો દેશ બીડીએ. ૩
ટળે મુખની મનોહરતા, સુબુદ્ધી જઇ વધે જડતા;
છતી આંખે કુવે પડતા, બગાડયો દેશ બીડીએ. ૪
સીગારેટો સદા ભાવે, ડબ્બા નાણાં ભરી લાવે;
વિના તે એમ ના આવે, બગાડયો દેશ બીડીએ. ૫
દુકાનોની વધી રોજી, યુવાનો તો બને મોજી;
સીગારેટો કહે લ્યોજી, બગાડયો દેશ બીડીએ. ૬
બને ક્ષય રોગના ભોગી, બીડીનો ધુમ્ર આરોગી;
વિચારી ના થશો રોગી, બગાડયો દેશ બીડીએ. ૭
અરે ચેતો બાડી યારો, બીડીથી તો સદા હારો;
કરો દીલ માંહ્ય વિચારો, બગાડયો દેશ બીડીએ. ૮

---

## "કુસંપે કેર વરતાયો,"

### ગજલ. ૩

જુઓ આ હિંદની માંહે, કુસંપે કેર વરતાયો;
દશા બુરી થઇ એથી, કુસંપે કેર વરતાયો. ૧
કુસંપે કૌરવો પડતી, દશામાં આવીઆ તે જન;
કળીનો કાળ ત્યાંથી છે, કુસંપે કેર વરતાયો. ૨
ગયાછે પ્રેમના રસ્તા, ગરીબી આવીઆં દુખો;
થયાં કપટી સહુ મનડાં, કુસંપે કેર વરતાયો. ૩
પૃથુ જયચંદ્રના વૈરે, ગયાં રજપુતનાં રાજ્યો;
ખરે એ હિંદ દુર્દૈવે, કુસંપે કેર વરતાયો. ૪

કુસંપે થાય સહુ કુહુ, વિચારી જગતમાં જુઓ;
સુસંપે તો થશે રૂડું, કુસંપે કેર વરતાવ્યો. ૫
કુબુદ્ધીથી કુસંપો છે, કુસંપે જુલ્મ આવો શો;
ભીખારી હિંદમાં ભટકે, કુસંપે કેર વરતાવ્યો. ૬
બનીને આર્ય હે શાણા, ધરોને દીલ સુસંપો;
રહે એથી પ્રભુ પક્ષે, કુસંપે કેર વરતાવ્યો. ૭
અહો હે ભારતી દેવી, તનુજો પર દયા કરજો;
સુબુદ્ધી સર્વને આપો, કુસંપે કેર વરતાવ્યો. ૮

---

## મધુએ માપ ના રાખ્યું.

### ગજલ. ૪

સુણો આર્યો વચન મારા, મધુએ માપ ના રાખ્યું;
સદા સેવન કરનારા, મધુએ માપ ના રાખ્યું. ૧
મધુમાં છે અનાચારો, અરેરે આર્ય વિચારો;
પડયો ખોટો જુઓ ધારો, મધુએ માપ ના રાખ્યું. ૨
પીવાથી ચીતભ્રમ થાએ, કરેલાં પુન્ય પણ જાએ;
દુઃખો ચોપાસ વિંટાએ, મધુએ માપ ના રાખ્યું. ૩
નહી કરવા ઘરે ભોજન, રાખે છે મધુમાં મન;
બગાડે હસ્તથી એ તન, મધુએ માપ ના રાખ્યું. ૪
મધુ એ છે સુખો હર્તા, દરીદ્રોને દુખો કર્તા;
કુબુદ્ધીએ અરે મરતા, મધુએ માપ ના રાખ્યું. ૫
વળી લે ગ્લાસ વીસ્કીનો, રૂપૈયો આપીને ફીનો;
પડી કુટેવ સહુ દિનો, મધુએ માપ ના રાખ્યું. ૬
મધુ પિનાર છે પાપી, કુબુદ્ધી દીલમાં વ્યાપી;
ખરે સુબુદ્ધી તો કાપી, મધુએ માપ ના રાખ્યું. ૭

બનીને આર્ય હે શાણા, પીઓ ખાઓ ઉંચા ખાણા;
મધુમાં ગુણ શું જાણ્યા, મધુએ માપ ના રાખ્યું. ૮

---

## "તમારો ગર્વ ખોટો છે."

### ગજલ. ૫

કરે છે ગર્વ લોકો જે, સદાએ કષ્ટ પામે છે;
અહંકારો નહી છાજે, તમારો ગર્વ ખોટો છે. ૧
ગણાએ નામ રાવણનું, હતો લંકા ગઢે રાજા;
કીધા સહુ દેવને કેદી, સમુદ્રોએ મુકી માજા. ૨
ગુંથાવે હાર ઈંદ્રથી, બનાવે ધોબી કપાનુ;
ભરે પાણી બીજા દેવો, ધરે નિત્યે દિપક ભાનુ. ૩
કરાવે સેવ દેવોથી, હતો ગર્વિષ્ટ તે પોતે;
અહંકારી બન્યાથી તે, ગયો છે મર્તમાં જો તે. ૪
હતો એવો જે બલવંતો, પ્રભુએ ગર્વ ભાગ્યો છે;
લઇ અવતાર તે પોતે, તમારો ગર્વ ખોટો છે. ૫
કુવાથી ગર્વ શુ? થાયે, તળાવો તેથી મોટાં છે;
હશે તેથી નદી મોટી, તમારો ગર્વ ખોટો છે. ૬
વધે અભીમાન જે વખતે, કરો ઉંચી તમે દ્રષ્ટી;
જશે એ ગર્વ તુંમારો, નિહાળો આ બધી સ્રષ્ટી. ૭
વિવેકી ગર્વ નવ ધારે, અમારાથી એ મોટા છે;
અહંકારો નહી છાજે, તમારો ગર્વ ખોટો છે. ૮

### ગજલ. ૬

રૂડા એ ગામ ખારામાં, જગ્યા છે જાણીતી જામી;
બીરાજે મહંત પદવીએ, મહાદેવપુરી એ સ્વામી. ૧

દયાળુ સ્વામીજી સારા, વળી એ જ્ઞાનમાં પુરા;
લઘુ વય છે હજુ તો પણ, સદા સત્કાર્ય કરનારા. ૨
સદાએ જ્ઞાનની વાતો, મુખેથી એજ ઉચ્ચરતા;
વળી એ સંત સાધુનો, સમાગમ તો સદા કરતા. ૩
મહંતશ્રીના ગુરૂ ભાઇ, જીવાપુરી ઘણુ જીવો;
સહુનો પ્રેમ આદરથી, સદા સન્માન એ કેવો. ૪
અહો એ બ્રહ્મજન પર તો, કૃપા દ્રષ્ટી રૂડી રાખે;
અને સ્નેહી જનોને તો, પુરા એ પ્રેમથી પાખે. ૫
અહો શ્રી અંબીકા માતા, મહંતશ્રીનુ રૂડુ કરજો;
કથે છે દાસ ગંગારામ, વિનંતીને દીલે ધરજો. ૬

# મારી ઓળખાણ.

## કુંડળીઆ છપો.

મીઠા ગામે હું રહું, બ્રાહ્મણ જ્ઞાતીમાં વાસ;
ગંગારામ મુને કહે, હું દેવીનો દાસ.
અંબારામ પિતા અને, મેડીમા મુજ માત;
ગુરૂતો નથુરામને, જેકૃષ્ણ મુજ ભ્રાત;
જેકૃષ્ણ મુજ ભ્રાત, ગામ મીઠાના વાસી;
સુત છે ભોગીલાલ, સુતીકા નામે કાસી.

## છપો.

ગુણી દેશ ગુજરાત, જાત બ્રાહ્મણની માહારી;
મીઠા ગામ મુકામ, ગામની શોભા સારી.
કુંભારવાસની પાસ, રાજમારગની જોડે;
ગુણ અંબેના ગાય, કરે ભક્તિ બહુ કોડે.
જાત દવે મોઢ વિપ્ર હું, સેવક અંબા નામનો;
ગંગારામ મુજ નામ છે, સુતજ અંબારામનો.

# વિનંતી પત્ર.



મારા દેશી બંધુઓ, શ્રી અંબાજી જીર્ણોદ્ધાર ફંડમાં જે રકમ જમા થશે તો દેવીપુરા મુકામે શ્રી અંબાજી માતાનુ દેવળ સધારવાના કામમાં વપરાશે. તો આ પ્રથમ પ્રયત્નમાં પુરતી મદદ સદગ્રહસ્થો આપશે એવી આશા રાખવામાં આવે છે. સદર પુસ્તકની કિંમત પણ સદર કામમાંજ વાપરવાની છે. તો સદર પુસ્તકના ગ્રાહકો થઈ લાભ લેશો. કિંમત માત્ર રૂ. ૦—૨—૦ રાખવામાં આવી છે વિ. પિ. થી મંગાવનારને પણ મોકલવામાં આવશે.


સીરનામું.

ગંગાશંકર અંબારામ દવે.

મુ. દેવીપુરા—પોસ્ટ—બલોલ.


